શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# વસુંધરા

અથવા

# બેધારી તલવાર

## નાટકના ગાયનો તથા ટુંક સાર.

---

વૈદ્ય ભગવાનલાલ ત્રીભુવને છાપ્યું.

ઠેકાણું મુબારકની પ્રેસ, ૩૦૫, બજારગેટ કોટ, મુંબઈ.

---

કીમત બે આના.

॥ શ્રી ॥

# શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# વસુંધરા

અથવા

# બેધારી તલવાર.

નામક નાટકનો ટુંક સાર ને ગાયનો.

પ્રયોજક—રા. ઠક્કુર નારાયણ વિસનજી મુંબઇ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## નકુભાઈ કાલુભાઈ શાહ.

શ્રી આર્ય નૈતિક નાટક સમાજના માલેક.

હાલ બાટલીવાળા ગ્રાંન્ડ થીએટર તારદેવ—મુંબઈ.

સંવત ૧૯૭૪ ઇ. સ. ૧૯૧૮

આવૃત્તિ ૩ જી પ્રત ૩૦૦૦

કીંમત રૂ૦ ૦—૨—૦ (બે આના).

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ પાત્રો.

| શેક્સપીયરના નામો | આ નાટકમાં આપેલાં નામો. |
|---|---|
| ડંકન ... ... | અગ્નિમિત્ર—ધર્મભુવનનો સ્વતંત્ર ભૂપાળ |
| માલ્કમ ... ... | વિરકાંત } અગ્નિમિત્રના રાજકુમારો. |
| ડૉનાલ્ડબે ... | સમરેશ્વર } અગ્નિમિત્રના રાજકુમારો. |
| મૅકબેથ ... ... | મીનકેતુ—ધર્મભુવનનો જાગીરદાર અને રાજા અગ્નિ-મિત્રનો પ્રધાન સેનાપતિ. |
| બૅંકો ... | વસંતસિંહ—રાજા અગ્નિમિત્રનો દ્વિતીય સેનાપતી |
| હ્યુબર્ટ (કીંગ જોનમાંથી) | યાકુબ—મીનકેતુનો એક પાપી મદદગાર પણ પછીથી ધર્માત્મા અને વફાદાર થયેલો મુસલમાન અફસર. |

## નવાં વધારેલાં પુરૂષ પાત્રો.

વિરોચન—વસંતસિંહનો પુત્ર.

શારદાનંદ—એક સુધરેલા વિચારનો [illegible] બેરીસ્ટર, પછીથી ધનાઢ્ય બુઢ્ઢો સુનંદનો સ્વામી.

પરમાનંદ—શારદાનંદનો પિત્રાઈ ભાઈ પછીથી વિધવા વિલાસનો સેકંડહેંડ પતી.

એ ઉપરાંત [illegible] સભાસદો, સરદારો ઉમરાણી વાળાઓ નોકર, વૈદ્ય વ૦

# સ્ત્રી પાત્રો.



લેડી મૅકબેથ ... વસુંધરા— મીનકેતુની માયાગુંગુમંડિત ભમાવનારી પત્નિ.

## નવાં વધારેલાં સ્ત્રી પાત્રો.

મિનાક્ષી—મીનકેતુ અને વસુંધરાની પુત્રી પછીથી વિરકાંતની પટ્ટરાણી.

કૌમુદી—વસંતસિંહની કર્મનિષ્ટ પત્નિ.

સુનંદા—ઓગણપચાસ વર્ષના વયની એક ધના-ઢય કુમારીકા અને પછીથી બેરીસ્ટર શારદાનંદની ધર્મપત્નિ.

વીલાસુ—સત્તર વર્ષની વિધવા ને સુનંદાની ભાણેજ, અને પછીથી પરમાનંદની સેકંડહેંડ વાઇફ.

એ ઉપરાંત ગાનારીઓ, મીનાક્ષી તથા કૌમુદીની સખીઓ દાસી વ૦

સ્થળ—ધર્મભુવન, કર્મભુવન, શર્મભુવન અને તેની આસપાસનો પ્રદેશ,



# વસુંધરા

અથવા

# બેધારી તલવાર.

## નામક નાટકનો પ્રવેશાનુક્રમથા સંક્ષિપ્ત સાર.



### મંગળાચરણ પ્રભુ પ્રાર્થના.

### અંક પહેલો.



પ્રવેશ ૧ લો—સેનાપતિ મીનકેતુની ભવ્ય છાવણી સૈનિકોના આનંદોદગાર અને વિજયના ઉત્સાહને દર્શાવનારાં વારાંગનાઓના નૃત્યગાન દ્વિતીય સેનાપતિ વસંતસીંહ આવીને સેનાપતિ મીનકેતુના પધારવાની ખબર આપે છે. વિજેતા મીનકેતુનું આગમન અને તેને સૈનિકો તરફથી યોગ્ય સત્કાર વિજય સમારંભમાં ભાગલેવા માટે મીનકેતુનું બંધિવાન કરી લાવેલા બળવાખોર ખંડિયા રાજા જયધ્વજને બોલાવવું સંભાષણમાંથી વિવાદ અને મીનકેતુની ગર્વોક્તિ વાણી સાંભળી જય-ધ્વજે મીનકેતુને રાજા અગ્નિમિત્રના એક ગુલામ તરીકે સં-બોધવો. મીનકેતુનો કોપ ( મહત્વાકાંક્ષાનું બીજારોપણ ) અને તે કોપમાં જયધ્વજના પ્રાણનું બલીદાન—અર્થાત્ તેનું મીનકેતુના હાથે મરણ !

પ્રવેશ ૨ જો—છાવણીમાં મીનકેતુનો તંબુ—જયધ્વજના છાતીમાં ખુંચી રહેલા 'ગુલામ' શબ્દનું સ્મરણ કરતો મીનકેતુ

ભ્રમિષ્ટ અવસ્થામાં તેના વિલક્ષણ ઉદ્દગાર તેની માયાની સાક્ષાત પ્રતિમારૂપ પત્નિ વસુંધરાએ આવી જવાળામાં ધૃત હોમવું આત્માને માયાનો સ્પર્શ મીનકેતુના હૃદયમાં રાજ્ય પ્રપ્તિરૂપ મહત્વાકાંક્ષાનું દ્રઢીકરણ અને અંતે પોતાના મદદગાર મુસલમાન સરદાર યાકુબને બોલાવી તેની સહાયતાથી અનુકુળ સમય આવતાં પોતાના અન્નદાતા અને પ્રજા વત્સલરાજા અગ્નિમિત્રનો વધ કરી પોતેજ મુકુટ ધારી મહારાજા થવાનો નિશ્ચય.

પ્રવેશ ૩ જો—ધર્મભુવનમાં રાજા અગ્નિમિત્રની રાજસભા—વિજેતા સેનાપતિ મીનકેતુ તથા દ્વિતીય સેનાપતિ વસંતસિંહનો ઉદારાત્મા મહારાજા અગ્નિમિત્રના હસ્તે થયેલો સત્કાર અને ભેટ સોગાદ આદીનો વીધી, મહારાજાનો કુમાર વિરકાંતને પોતાના રાજ્યના ઉત્તરાધીકારી યુવરાજ તરીકે નીમવાનો અભિપ્રાય.

પ્રવેશ ૪ થો રસ્તો—વિરકાંતને યુવરાજ થયેલો જોઇ મીનકેતુના હૃદયમાં પ્રગટેલી દ્વેષજવાળા અને તેમાં પિતા પુત્ર ઉભય ને હોમી દેવા માટેની તેની પ્રતિજ્ઞા.

પ્રવેશ ૫ મો—બેરીસ્ટર શારદાનંદનું ઘર—આજ કાલ વધી પડેલા અને દિવસે દિવસે વધતા જતાં વિલાયતમાં ડિનર બેરિસ્ટર થઇ અહીં પ્રોફેસ્રેસ બેરીસ્ટર બની કોરટની ખુરશીઓ તથા સમાજને ભારરૂપ થતા બેરિસ્ટરોમાંના એક બેરિસ્ટર મિસ્ટર શારદાનંદના આજ કાલના કેટલાક બેરિસ્ટરની હાલત વિષે ઉદ્દગાર અને તેને ત્યાં માગનારાઓની ધમાલ એટલામાં ન્યુસપેપરમાં એક ઓગણપચાસ વર્ષની પૈસાદાર કુમારીકા તથા

એક સત્તર વરસની સાધારણ પૈસાદાર વિધવાની એક બેરિસ્ટર જોડે લગ્ન કે પુનર્લગ્ન કરવા વિષેની જાહેર ખબર વાંચતાં નિરાશાના આકાશમાં આશાનો મંદ આભાસ, તેના પિત્રાઇ પરમાનંદનું આવી લાગવું, બન્નેની એ વિષે કેટલીક રમુજી પણ કટાક્ષમય વાતચીત અને અંતે એ લગ્ન પુનર્લગ્ન કરી પારકે પૈસે પરમાનંદ કરવાના વિચારો.

પ્રવેશ ૬ ઠો–કર્મભુવનમાં મીનકેતુનું ઉદ્યાન—મીનકેતુની સ્નેહ મૂર્તિ પુત્રિ મીનાક્ષી પોતાના ભાવી પતિ યુવરાજ વિરકાંતના પ્રેમ સ્મરણમાં નિમગ્ન છે એટલામાં તેની વિનોદી સખીઓ આવી લાગે છે કેટલીક શૃંગારમય વિનોદ વાર્તા અને સખીઓની નિર્દોષ ચેષ્ટા પોતાના પિતા સાથે આવેલા યુવરાજ વીરકાંતનું ત્યાં આગમન પ્રેમીજનોનો પ્રેમકલહ શૃંગારવિનોદ અને કેટલાંક સ્નેહ સંભાષણ પછી વિયોગ.

પ્રવેશ ૭ મો ધનાઢ્ય વૃદ્ધ કુમારીકા સુનંદાનો બંગલો–ધનાઢ્ય વૃદ્ધ કુમારિકા સુનંદા અને તરૂણ વિધવા વિલસુ ઉર્ફે સત્યવતિની પરણીને પતિના સમાગમથી ભાવી સુખને મેળવવાની આનંદમય કલ્પનાઓ, અને કેટલાક હાસ્યોત્પાદક વિચારો બેરીસ્ટર શારદાનંદ અને તેના પિત્રાઇભાઇ પરમાનંદનું આવી લાગવું, બેરીસ્ટર શારદાનંદની પરણવા માટે ઉમેદવારી અને વૃદ્ધ કુમારિકા સુનંદા બે અઢી લાખની દોલતવાળી હોવાથી પચાસ હજારની મીલકતવાળી વિલસુને છોડી મા જેવી બુટ્ટી સાથે લગ્નનું સારૂં નક્કી–વરજીનું જાહેર લીલામથી વેચાણ વિલસુનો બેરીસ્ટર તરફ તિરસ્કાર અને ચાલાક પરમાનંદની ખટપટનું બીજારોપણ.

પ્રવેશ ૮ મો—મીનકેતુના મહાલયનો એક ભાગ—મીનકેતુ તથા વસુંધરાના રાજા અગ્નિમિત્રને મારી નાખવા માટેના રચેલા તાગડા, અને તેની બધી તૈયારી વીષેની છુપી વાતચીત, આવી લાગેલી મીનાક્ષીનું તે બધું સંભાષણ છુપાઇને સાંભળી લેવું, અને તેણે વસંતસિંહને તે વીષે આપેલી માર્મિક ચેતવણી, છેવટે ગમે તે ઉપાયે રાજાના પ્રાણ બચાવવાનો શુરી બાળાનો નિશ્ચય.

પ્રવેશ ૯ મો— મીનકેતુના મહાલયનું શયન મંદિર મહારાજા અગ્નિમીત્ર ભરનિદ્રામાં સુતા છે. સર્વત્ર શાંતી થવા પછી મીનકેતુ તથા યાકુબનું અગાસીમાંથી નીચે ઉતરવું, અને તૈયાર કરેલા મારાઓને બનાવટી કાગળ આપી છુપાવવા, રાજાને મારવા જતાં મુળ ધાર્મિક વૃત્તિના મીનકેતુના કોમળ હૃદયનું આંદોલન આત્માના નૈસર્ગીક ગુણનો કિંચિત પ્રકાશ, પરંતુ માયા વસુંધરાના આગમન તથા વચન પ્રહારથી તેની પાપમાં પ્રવૃત્તી અને રાજાનો વધ, રાજાની બુમ સાંભળી યુવરાજ ચિરકાંતનું દોડી આવવું પીતાના ગળામાંના ખંજરપર હાથ મુકતાં મીનકેતુ તથા વસુંધરાએ તેનેજ રાજ્ય લેવા માટે પિતાના ખુની તરીકે જાહેર કરવો, વસંતસિંહ અને મીનાક્ષી આદિનું આવવું, આશ્ચર્ય પ્રદર્શન. ટેબ્લો.



# અંક બીજો.



પ્રવેશ ૧ લો—ધર્મભુવનમાં સભાસદન—કેટલાક વફાદાર સરદારો આ સંસારની ક્ષણભંગુરતા અને દેવતુલ્ય મહારાજા અગ્નિમિત્રના અકાળ મરણ વિષે શોક પ્રદર્શીત કરતા બેઠા છે. યુવરાજ વિરકાંત પિતૃઘાતક સિધ્ધ થવાથી મીનકેતુ જયાં સુધી ન્હાનો કુમાર સમરેશ્વર વયમાં ન આવે ત્યાં સુધી રાજ્યશકટ ચલાવવા માટેનો અધિકારી નીમાઇ ચુકયો છે. મીનકેતુ તથા વસંતસિંહનું આગમન અને સરદારોનું જવું. વસંતસિંહ મીનાક્ષીની આગળ મળેલી માર્મિક સુચનાથી શંકાશિલ થએલો હોવાથી તેના તેવા કેટલાક કટાક્ષમય ઉદ્દગારો અને મીનકેતુના હૃદયમાં ભયનો સ્પર્શ, ભયભીત મીનકેતુને વસુંધરાનું આશ્વાસન અને રાજધાનીમાં જવા પછી કારાગ્રહમાંના છુપા ધનભંડારને મેળવવાનું સુચન- છેવટે વિરકાંત સમરેશ્વર અને વસંતસિંહ સર્વને સંહારવાનો વિચાર મીનકેતુના માથાના પ્રભાવ વિષે કેટલાક તાત્વિક ઉદ્દગાર.

પ્રવેશ ૨ જો—ધર્મભુવનમાં બંધિવાસ—લોહશૃંખલાથી જકડાયેલો બંધીવાન વિરકાંત પોતાની અવદશા અને દશાના પલટાતા રંગોના વિચારમાં નિમગ્ન છે. એટલામાં મીનકેતુનું યાકુબને સાથે લઇને આવવું અને વિરકાંતપર કારાગ્રહમાંનો

ગુપ્ત ધનભંડાર બતાવવાનું હજાણુ, વિરકાંત અને મીનકેતુ વચ્ચે સંસારની ક્ષણભંગુરતા અને અવિચળતાવિષે તાત્વિક સંવાદ વિવાદ વિરકાંતે પોતાને ધનભંડાર વિષે અજ્ઞાન જણાવ્યાથી મીનકેતુને કોપ અને તેને મારવાની તૈયારી પણ યાકુબના સમજાવ્યાથી તરતને માટે પાછા ફરવું. તેમના જવા પછી એક છુપા ભોંયરાની વાટે મીનાક્ષી અને વસંતસિંહનું આવવું અને વિરકાંતનો છુટકો.

પ્રવેશ ૩ જો—સુનંદાનો બંગલો યૌવન મસ્તીમાં તરૂણ વિધવા વિલાસુનું આવવું. તેનો બીજી જાહેર ખબર છપાવી પુનર્લગ્ન કરવા માટેનો વિચાર, એનાપર મીઠી નજર રાખનાર બે. શારદાનંદ દુત તરીકે વિલાસુને પોતાના પક્ષમાં લાવવા માટે ઉમેદવારી અને કેટલીક આનાકાની પછી સત્તર વરસની વિલાસુએ કરેલો બાર વરસના પરમાનંદનો સ્વિકાર અને મદિરાના વિહારી બેરીસ્ટરે આવીને બતાવેલો કોપ, વિલાસુનો તિરસ્કાર અને પરમાનંદનો જંગબારી ઠંડો "કુંવારાને સગપણ કરવા મોકલો તો પહેલાં તે પોતાનુંજ કરી આવે" એ લોકોકિતની અક્ષરે અક્ષર સત્યતાનો પ્રત્યક્ષ પરિચય.

પ્રવેશ ૪થો—વસંતસિંહનો નિવાસાલય કૌમુદિનો પતિ પ્રેમ, અને વસંતસિંહનો તેને ધન્યવાદ, આદર્શ પતિ પત્નિનું સંસારમાં સ્વર્ગ, અચાનક મીનાક્ષીનું આગમન અને મીનકેતુનો, વિરકાંત વસંતસિંહની સ્હાયતાથી છટકવાના સમાચાર મળવાથી તેનો પરિવાર સહિત સંહાર કરવાનો થયેલો નિશ્ચય જા-

જુવામાં આવેલો હોવાથી મીનાક્ષીની વસંતને નાસવા માટેની સૂચના, વસંતની આનાકાની, પણ પછીથી મીનાક્ષીના અત્યા ગ્રહથી જવાની તૈયારી એટલામાં મીનકેતુનું વસુંધરા અને યાકુબ સાથે આવી લાગવું, વસંતના પુત્ર વિરોચનનો તેના શસ્ત્રથી સંહાર અને વસંતસીંહ બંધીવાન.

પ્રવેશ ૫ મો—વૃદ્ધ સુનંદાનો બંગલો—ખટપટિયા પરમાનંદની પૈસાદાર વૃદ્ધ પણ પોતાને તરૂણ માનનારી સુનંદાને તેના બેરીસ્ટર પતી વીરૂદ્ધ ભંભેરવાની રામબાણ યુક્તિ અને યુક્તિમાં તેનો વિજય એટલામાં બેરીસ્ટર શારદાનંદ અને વિલાસુનું આનાકાની કરતાં આવી લાગવું, શારદાનંદની વિલાસુ પાસેથી પ્રેમ યાચના વિલાસુનો સખત તીરસ્કાર અને એ બના વને જોઇ સુનંદાના કોપનો પ્રજળી ઉઠેલો અંગાર, બુઢી બાયડી અને જવાન ધણી વચ્ચે મારામારી અને છેવટે પ્રેમલગ્નના જોડાના છુટા છેડા, સુધરેલાઓના આવા ભવાડા જોઇ પરમાનંદ અને તેની પત્ની વિલાસુએ કરેલી સુધરેલા આચાર વીચાર અથવા બીજા શબ્દમાં કહીએતો ભ્રષ્ટાચારને ત્યાગવાની અનુ-કરણીય દૃઢ પ્રતિજ્ઞા.

પ્રવેશ ૬ ઠો— ભયંકર કારાગ્રહ—ભયંકર યંત્રણા આપીને પ્રાણ લેનારા યંત્રોથી ભરેલા ભયંકર કારાગ્રહમાં વસં તસિંહ અને રાજા અગ્નિમીત્રના દ્વિતીય રાજકુમાર સમરેશ્વરને બંધનમાં રાખેલા છે, યાકુબ તેને ઠાર કરવા તૈયાર ઉભો છે, યંત્રો વ્યવસ્થિત છે કે નહીં તે જોવા માટે યાકુબની આજ્ઞાથી

યંત્રોથી અપાતું બે ચાર નીર્દોષ માનવ પ્રાણીઓનું બલિદાન તે પછી યાકુબની રાજકુમાર સમરેશ્વરને મારવાની તૈયારી, પણ સમરેશ્વર અને વસંતસિંહના દયાજનક અને કરુણોત્પાદક ભાષણથી પિગળી મારનારનું બચાવનાર થવું, શયતાનનું ફરિસ્તાના રૂપમાં ફેરવાઇ જવું, મીનાક્ષી અને કૌમુદીનો ગુપ્ત માર્ગથી પ્રવેશ તેને ધન્યવાદ, સર્વ નાસવા તૈયાર છે, એટલામાં વસુંધરા સહીત મીનકેતુનું આવી લાગવું, ગુપ્ત મારગમાં છુપાયલા સમરેશ્વર અને વસંતસિંહને ન જોવાથી તેમના વિષે પુચ્છા યાકુબના બેપરવાઇ ભરેલા જવાબો અને મીનકેતુની તેને મારી નાંખવા માટે જલ્લાદોને આજ્ઞા. તેના જવા પછી જલ્લાદો યાકુબને મારવા માટે તૈયાર પણ મીનાક્ષી તથા કૌમુદીના તમંચાથી તેમનો સંહાર અને ધર્મ રક્ષક બનેલા યાકુબનો સંકટમાંથી ઉદ્ધાર.

ટેબ્લો.



# અંક ત્રીજો.

પ્રવેશ ૧ શર્મભુવનમાં રાજા ધર્મપાળનો મહાલય—પોતાના મામા રાજા ધર્મપાળને ત્યાં આવેલા યુવરાજના શોક ભુલાવવા માટે વારાંગનાઓનું નૃત્યગાન પરંતુ તેથી શોકમાં ઘટાડો થવાને બદલે વધારો. વારાંગનાઓને જવાની આજ્ઞા આપવા પછી નિરકાંતના કળીયુગના વીલક્ષણ પ્રભાવ વીષે કેટલાક તરત

પૂર્ણ ઉદ્દગારો, કારાગૃહમાંથી નાઠેલા સમરેશ્વર, વસંતસિંહ વ્યાકુળ મીનાક્ષી કૌમુદીનું આવી લાગવું આનંદ, મીનકેતુ તથા વસુંધરાએ ધર્મભુવન રાજ્યમાં વર્સાવેલા ત્રાસદાયક અત્યાચારોના સમાચાર સાંભળી વિરકાંતનો કોપ અને મીનકેતુ સાથે યુદ્ધ કરવા માટે બે દીવસમાં નીકળવાનો નિશ્ચય અન્ય સર્વે જનોના જવા પછી લાંબા વખત પછી મળેલાં પ્રેમીજનો મીનાક્ષી અને વિરકાંત–નો પરસ્પર પ્રેમસંવાદ અને હર્ષ.

**પ્રવેશ ૨ જો—ધર્મભુવનમાં મીનકેતુનું** શ્રીષ્મ સદન એકતરફથી બે રાજકુમારો અને વસંતસિંહને મારવા માટેના પોતાના સર્વ મનોરથો નિષ્ફળ થવાથી અને પોતાની પુત્રી મીનાક્ષી પણ તજીને ચાલી જવાથી પાપનો ભાર અને મનસ્તાપ અસહ્ય થતાં ઉન્માદ તથા નિદ્રામાં જાગૃત મનુષ્ય પ્રમાણે ચાલવાના રોગથી પીડાતી પોતાની પાપાત્મા પત્નિ વસુંધરા વિષેની ચીંતામાં પડેલા મીનકેતુની વિરકાંત તરફથી યુદ્ધનું આવાહન આવતાં, અતિશય દુઃખજનક મન સ્થિતી થઇ જાય છે. તેના નિરાશાજનક ઉદ્દગારો અને છેવટે રોગગ્રસ્ત વસુંધરાને વૈદ્ય તથા દાસીની સંભાળમા સોંપી રણભુમીમાં પ્રયાણ, નિંદ્રામાં ચાલતી વસુંધરાનું આગમન અને જાણે કૌમુદી પોતાના પુત્રના વધનો કાંનો લેવા મીનકેતુને સંહારવા આવી છે. એવો મિથ્યાભાસ થતાં જાણે પોતે કૌમુદીને મારે છે એમ ધારી પોતાનાજ શસ્ત્રથી પોતાના હાથે ભ્રમમાં પડેલી વસુંધરાનો પશ્ચાતાપ રહીત અને

આનંદ સહિત પ્રાણત્યાગ ? પશ્ચાતાપ, શબ્દ વસુંધરાના શબ્દ-કોશમાં હતોજ નહીં.

પ્રવેશ ૩ જો–'સુધારક શંખનાદ–પત્રની ઓફીસ–માલદાર બુઢ્ઢી સુનંદાએ નાળીએર આપવાથી ચાળીસ રૂપીઆ પગારના 'સુધારક શંખનાદ' ના એડીટર બનેલા બેરીસ્ટર શારદાનંદનો એડીટરના નવા અવતારમાં દેખાવ, અને એ ગોળાના ચરૂ લેભાગુ એડીટરાચાર્યનો નમુનો, અચાનક પરમાનંદ અને વિલસુનું આવવું, આગગાના અશુભનાદનું સમાધાન અને પરમાનંદનું શારદાનંદને પુનઃ એક પૈસાવાળી બૈરી સાથે પરણાવી આપવાનું વચન આપીને વિલસુ સાથે વિદાય થવું બેરીસ્ટરનો આનંદ.

પ્રવેશ ૪ થો–યુદ્ધભુમિ–તુમુલ યુદ્ધ અને વસુંધરાના ઉપદેશથી માયાના સ્પર્શથી–વિકૃત બનેલા મીનકેતુ માયાના ઉપાસકનો, વસંતસિંહના હસ્તે રણભુમિમાં અંત ? આત્મા આત્મ પતન ?

પ્રવેશ ૫ મો–સુનંદાએ ગામડામાંનો શણગારેલો બંગલો–બુઢ્ઢી સુનંદાને પ્રેમનો ચાલેલો હડકવા અને તેની બીજીવાર પરણવાની આતુરતા, પરમાનંદની તેના મતને પુષ્ટિ અને તત્કાળ એક એડિટર વર મેળવી આપવાની તૈયારી અંદરખાનેથી શારદાનંદ અને બુઢ્ઢીને બીજીવાર પરણાવી દેવાની યોજના અને તેથી બન્નેને એમ ભમાવવાં કે વર અને કન્યા બન્ને લગ્ન થવા પહેલાં પોતાનું મુખ બતાવવાને રાજી નથી ધામ-

રૂમ સાથે બેરીસ્ટર અને બુઢ્ઢી સુનંદાનું ડબલ મેરેજ બેંડ ખુલતાં બન્નેનો પરમાનંદપર કોપ, પરમાનંદનો અને વિલજુ નો "પગની સ્લીપર પેઠે ઘડી ઘડી ધણી અને ધણીઆણીના બદલવા વિષેનો" ઉપદેશ, અને છુટા છેડા તરફ ધિક્કાર શારદાનંદ અને સુનંદાની બુદ્ધિમાં ફેરફાર, સુધારાનો ત્યાગ અને જુની ચાલનો સ્વિકાર પ્રહસનની પુર્ણાહુતિ,

પ્રવેશ ૬ ઠો—સુંદર સભાસદન–વસંત તથા કૌમુદીના વરદ હસ્તે યુવરાજ વિરકાંતનો રાજ્યાભિષેક અને મીનાક્ષી સાથે પવિત્ર લગ્ન સંબંધ. યોગ્ય પુરૂષોને યોગ્ય ઉપહાર અને સર્વત્ર પ્રસાર વસુંધરા એટલે વસુને ધારણ કરનારી માયા જો તેનો ત્યાગ કરવામાં આવે, તો સત્ય સુખને બ્રહ્મને પ્રાપ્ત કરાવે છે અને જો તેનો પ્રેમથી અંગીકાર કરવામાં આવે, તો આત્મ વિનાશિની થાય છે એવી એ 'બેધારી તલવાર" છે એ તત્વ સાથે નાટકની સમાપ્તી.



શ્રી હરિ !



## મંગળાચરણ.

તું પ્રકાશ તું વિકાશ દાતાભવ સુખનો વિભુ;
અમશીર વિજયનો સુકર ધર સંકટ હર અઘ દુસ્કર તું
તું સહુનો કૃપાનીધાન, તારૂં ગાન તારૂં ધ્યાન,
ત્રિભુવનના ઉપવનની, ધરતીનો માળી,
તું દાતા તું ત્રાતા, શુભકારી, ભયહારી.
કરુણા છે તારી........જાઉં વારી—તું.

વારાંગનાઓ— ૧

મોરી ગાગર ગીરધર નટવર ફોર ગયોરે,
યમુનાં તીર ભરતાં નીર, જાત પકડલીન હાથ,
મોરી લુંટી લાજ બીચ ડગર રોકે મગ ઠાડો-મોરી
બાર બાર બીનતી કરત હારી સખી કહા કરૂં,
કાહુકા ન માને કરે અપને મનકી,
દેખો સખી નિપટ નિડર, અયસો હયે નંદકો કન્હાઇ-મોરી

વારાંગનાઓ— ૨

અર્ગવાની શરાબ પીયે જામ.
આજ ભરભર પિલાવો રિઝાવો, આવો સખીયાં-અર્ગ
હુયે રંગપાની લાયે નઈ જવાની,
હીલ મીલ સબ ગાવો રંગ રાગકો સુનાવો;
અત મનહર તાલ સાથ, આવો નાચો ગાવો-અર્ગ.
મયકીલે દરબારમેં હુયે, રોશની નયે તાજકી,
કાયમ રહો મહેતાબ તક, ખુશરંગ રાગો બ્હારકી,
પ્યાલા નહો શીશા નહો, બસ દોર હો શરાબકી,
બહેતી રહે હર સાંસમે, મસ્તે શરાબે જામકી
હુયે રંગ પાની લાયે નઇ જવાની,
પિયો પિલાઓ, સબ ખુશીયાં મનાવો,
સરગમ ચતરંગકે સાથ, મધુર મધુર ગાવો-અર્ગ

યાકુબ— ૩

મ્યેં ચંચલ ચલતા પુરજા હું બડા આકીલ બડાહાના
મ્યેં જાહીર ભોલાભાલા હું બાતી નમેં નટ ખટ ફરજાના
બડા જંગી હું જરસંગી હું આહાવો હરપલ રંગી હું
જર પાઉં કહી બ્હેકાઉં વહીં
કટવાઉં ગલા સમજાઉં મ્યેં
આફત હયરત હિકમત વહેશત
ભરી સારી ઘાતેં મેરી વાહ વાહ વાહ-મ્યેં,

હરમારીઓ— ૪

વિજયનાદ સુણી વિશાળ, કંપે સહુ વેરી વ્યાલ
જન હિતકર ભુમિપાલ..................વિજય.
વિકળ સકળ થાય કુજન, ગાયે ગુણગાન સુજન.
ન્યાય નિતી ધર્મ કર્મ, અભય અહીં સર્વકાળ-વિજય

મીનકેતુ— ૫

છળથી કળથી બળથી વળથી
પળમાં ભૂમંડળ પલટાવું,
નૃપને ફટકે ઝટકે કટકે
કટકા કરી ઉડાવું.
ગોળી મારૂં સનનન......
ભૂમિ ધ્રુજે ધનનન......
પકડું જકડું કપટે ઝપટે
રાજા હું બની જાઉં......છળથી,

શારદાનંદ— ૬

બો નો કીધો માથું ફોડીને પુરો અભ્યાસ
ને લંડનમાં ડીનર આપી કરી પરીક્ષા પાસ;
અગાઉનસાથે લીધી બેરીસ્ટરની ડીગ્રી ખાસ
બોઇકોટ ન્યાતે કીધા પૈસાનું સત્યાનાસ
ઓહ બીલકુલ નથી કમાણી, નહિ આવે કોડી કાણી

ખીસાં ખાલી હોયરના પોઝીશનપર ફરતું પાણી...ઓહ
યુરોપમાં જઈ આવ્યા તેથી ફેશન ના છોડાય,
આ પોઝીશન જાળવવા ચીજો ક્રેડીટપર લેવાય,
પણ જ્યારે ઇસ્માલિઆ કોરટમાં ડીક્રીઓ થાય,
ત્યારે ઉધારીયા બેરીસ્ટરનો ડબ્બો ગુલ થઇ જાય-ઓહ

શારદાનંદ— ૭

લાવું એ લલના જઈ
યોવન બહાર વાળી વીહારી પ્યારી પ્યારી
કોમળ કળી, રસથી છલી એ રહી...લાવું
હૃદયે હૃદય ધારી
પ્રેટી ડોલી જોલી ડોલી
ડીયર એ જરવાળી વારી જાઉં
મોહીનીને રીઝાવું રસીક
પોઝીશનથી, બગલ મહીં લઇ...લાવું

મીનાક્ષી— ૮

વીરહા કુળ રજની થઇ ઉગ્યો ચંદ્ર ન હાય
પીયુ વિના કળના પડે વેળા કેમ કપાય.
રતિના ગમતી રાત રતિ હીન વ્હાલમ,
વીરહા નળથી કાય બળતી જરી જરી—રતિ.
પીયુ વીણુ શંગારાદી સહુ કડુ લાગે
દે ચંદન તાપ તનમાં કરી કરી—રતિ

મીનાક્ષી સખીઓ—　　　　૯

નહીં આરામ દિવસે કે ન રાતે ચેન આવે છે
વીરહની વેદના આઠે પ્રહર ભુંડી સતાવે છે.
વિમળ કાયા કુમારીની નવાં ચીન્હો બતાવે છે,
છતાં લજ્જાવતી લલના મદન ભાવો છુપાવે છે.
વસંતે હર્ષ પામી કોકીલા ઉદ્યાનમાં ગાતી,
ચકોરી પુર્ણ ઇન્દુની, હૃદયને જોઇ મલકાતી.
ચપળ જે ચાલને આંખો થઇ તે મંદતા વાળી,
વિનાકારણ મદનના રોગને બેઠી સખી પાળી
નદી વર્ષા રૂતુમાં જળ થકી અત્યંત છલકાતી,
કમલિની સુર્ય દર્શનથી પ્રફુલ્લિત તે પળે થાતી.
ન નીદ્રા આવવાથી જો થઇ છે આંખ રાતીઆ,
નિશા એકાંતમાં જાગી રતીના ગાન ગાતીઆ.
થતાં નવ યૌવના નારી મદનનો ભાવ ધારે છે,
મદનનાં ચિન્હ પ્રગટી અંગની શોભા વધારે છે.

મીનાક્ષી સખીઓ　　　　૧૦

ચાલ હવે ચાલ વ્હેલી વ્હેલી,
લળી લળી લ્હેકે શું જોતી વળી ઘેલી
તારા તનમાં લાગી છે તાલાવેલી.
સાહેલી તારા તનમાં લાગી છે તાલાવેલી.

રહી જાણે સોને સુગંધી મળેલી
અરરરર પગમાં વાગ્યો કાંટો
ભુંડી કોઇ આવી બાંધો પાટો
જુઠી કયાં વાગ્યો છે કાંટો
આમાં બાંધવો કયાં પાટો
હવે ચાલ ધુતારી ચાલ
ચાલીયે છીએ.

મીનાક્ષી—વિરકાંત— ૧૧

છેડો છોડો રસિલા છબિલા છોગાળા,
નહીં બાળાને આમ બનાવો;
પ્રેમવેલી નવેલી રિસાના રતિરંગ રાગમાં—છેડો,
રાગની રીત નથી એ મોહન, દુર નિરંતર વાસ
યૌવન પુષ્પ ખીલ્યું આ ખપનું, નહી લેનાર સુવાસ;
રસિકડી હાજર છે આ દાસ
મદન ઘેલી મદ છકેલી કેમ લજાય ભેટી લે રમા—છેડો

મીનાક્ષી વિરકાંત— ૧૨

વ્હાલા વ્હેલેરા વળજો વીહારીરે મનહારી,
વ્હાલી નયનોનાં બાણુ મારી દીધાં હૃદયમાં ઉતારી, વ્હાલા
છેલા છબીલા છોગાળા છકેલા એ મારી કટારી બેધારી
દેતી હૈયામાં છલબલ રતિ વધારી

તન મન ધનથી નારી વારી
વિજય માળ, ધરી વીશાળ; લલીત લાલ આવજો
નકર ફીકર તન મન ધન અરપું માન પ્યારી મારી આવજો

સુનંદા વિલસુ— ૧૩

રમા મૃગનયની મધુવચની, કામીની આ દમકતી
વરજીને ફંદે ફસાવું.
વરજી આવે આ નારીના પાશમાં,
નહીં ખામી રાખું કંઇ વિલાસમાં
કેવી બુઢ્ઢી જાની બની આ દિવાની,
વરીને રસિક નરવર જરૂર રીઝાવશે......રમા
ભાગ્યેજ પામે કોઇ આવી નાર પૈસાદાર
મોંઘી રૂપાળી નાર જોબન માતી નખરેદાર
મીસ હું નવેલી તું સેકન્ડ હેન્ડ અજીઠું ધાન
પરણીને પળમાં બતાવું, ઓ જો જો માસી,
વર હું કામણગારો લાવું......રમા

સુનંદા શારદાનંદ— ૧૪

લેવા લ્હાવો દુનિયાનો વ્હેલાં વરીશું,
થાવા મસ્ત હોટલમાં બોટલ ભરીશું
વિસ્કીનો લઇ ગ્લાસ ખાસ કરીશું વિલાસ,
નામ સોસાઇટીમાં ચમકાવું થાઉં સુધારાનો લીડર ખાસ

થાશે સુધારકો આપણા હાથ—લેવા
મોટર ગાડીમાં ઠાઠે ફરીશું
લાંબાં લેક્ચર સભામાં કરીશું
જાતી ભેદ ખેદ આગમાં ધરીશું.
ડંકો વગડાવી સાથે મરીશું
વહો ન વાણી આવી છેલોણી.
જીવી જગમાં હસાવી હસીશું......લેવા લ્હાવો

વસુંધરા—

૧૫

થાય વિંરનાર ના શીકાર
તીવ્ર ગરલ વામ વચન વિકાર—વીર
વિકટ ભારી નર અસીના ખેલ
ભુતળચળ થાય ચાલે શોણીત ધારા
પણ નારી હરે છે પ્રાણ નયનોનો......વીર

# અંક બીજો.



સરદારો— ૧૬

ચટપટ ચેત હેત કર હરીશું મરણુ ભમે છે માથે રામજી
ધામ ધરા ધન સુત ધણીઆણી સેવક નાવે સાથે રામજી—ચટ
હોય લાખ તે રાખ બરાબર તેમાં નહીં કાંઇ તારૂં રામજી
ધન સાંચ્યું પણ ધર્મ ન સાંચ્યો કયાં જનમારો હારૂ રામજી—ચટ
મોટપણાનું માન ભરાયું માટે કંઇ નવ સુજે રામજી
જમના કિંકર જોશો ત્યારે થરથર કાયા ધ્રુજે રામજી—ચટ
કર સતસંગ અંગ હોય નિર્મળ રંગ હૃદયમાં લાગે રામજી
કહે છોટમ ચીંતામણી પરખે તો ભવનો ભય ભાગે રામજી—ચટ
(છોટમ)

વીલસુ— ૧૭

હું રસવેલી મહઘેલી નારી તરસી પ્યારની
નારી તરસી પ્યારની નારી તરસી પ્યારની—હું.
છું યુવતી કામણગારી નર નયન બાણથી મારી
રમું રંગે રસને રેલી નારી તરસી પ્યારની—હું.
કોઇ લાલ લ્હેરી જો આવે રતી સુધા સરસ પીવડાવે
તે તરૂવરને હું વેલી નારી તરસી પ્યારની—હું.

વિલસુ—પરમાનંદ ૧૮

પિયો પિયો પાતળિયા પ્યારા મધુર આ મદ્ય પ્યાલી
થાયે રંગી પીયે જો દીલગીર અજબ અકસીર
મદભરી રંગી મદીરા સમીજ તું મારી મદિરાક્ષી નારી
ખીલેલી ચાંદનીમાં મદ્ય આ વીકાર કરે
ગળામાં નાંખી હાથ દર તે વીકાર હરે
હસાવી રમાવા બસ—પીઓ

પરમાનંદ. શારદા. વિલસુ— ૧૯

ગેટ આઉટ પાજી કેમ મરતો ન લાજી
રહે પાંસળી ન સાજી તારી, ખેંચી નાંખુ ખાસડાંથી ખાલ
ગમે તારી મને સારી કોમળ લટક ચાલ
બુઢ્ઢીને બનાવી બૈરા કીધો નહી ખ્યાલ
માડીને રમાડી રંગે તાડીના હમાલ—ગેટ
વ્હાલી વ્હાલો રાજી શાને ખેલે તું કાજીનો ખેલ
ચુપ વઠેલ, તાવી કાઢુ તેલ
એ બુટલેલ
તું ચુડેલ
કાન તારા કાપી કાનફટો હું બનાવું પીટયા
પોઝીશન બાર ઑાટલોનું પાયમાલ—ગેટ.

કૌમુદી— ૨૦

અવિચળ રતિ રેજો ચહે દાર આ,
દાસી ચરણે શરણે સ્નેહીનેરે; પતિની...અવિચળ
શામળા સલુણા મારા હૃદય વિહારી,
નયન સુખદ મનહર છબિ સારી.
ભુલી ભાન સ્વામિ સ્નેહથી મસ્તાન બારી નારી—
અતિ મન પતિ રતિ થકી અતિ મલકતું
સ્થળ સ્થળ પળ પળ અવીકળ મંગળ
પતી નામ શુભ કામ દીનયામ યજું ભજું તનમનથી આ

સુનંદા ૨૧

જો જો મારા પાકા જોબનની બહાર,
કાયાની ઉછરતી જવાની નહીં કંઇ ખામી,
છે મોહક મુખડાની ખુબી શી મજાની, મારા,
કોહીનુર નીરખીને થતા
આ જોબનવતી છેલ છબીલી નાર,
એ તાકે તકાવે નહીં કોઇ ફાવે......જો જો,

શારદાનંદ, વિલસુ— ૨૨

માની મધુરી મોહક મનહાર માર; મદ મારોજી
ચર્મ કાંઇ ધારોજી ધર્મ શીદ હારોજી—
લટકાળી, લટકાળી, મેં ભાળી, ફન્દાવાળી,

શાને અમથા અથડાવો, ભુટ્ટી પેલી રમણી રીઝાવો,
હું તનથી ને મનથી ધનથી ફીદા...મદ મારોજી.
વર મારો છેડાશે છોગાળો ન છેડો ભાઇ ઝાલશો.
યૌવન મોંઘું હાથ ન આવે—એ વર મારો.
નાર અકડના મદનમુર્તી માની જા થઇ પ્રીયેપ્રેમ દે
જાઓ જાઓ જાઓ
ઓ નો નો નો—મદ મારોજી.

પરમાનંદ, વિલસુ— ૨૩

ચાલો અવળી ચાલ (૨)
જન ભુંડી ચડાવશે આળ—
નિર્લજ શણગારો સજી ભાવે ભલો જમાવો તાલ,
કરમ ધરમ તજતાં બેશરમા બની જશો બેહાલ હાલ—ચાલો
શરીર સુધાર્યે નહીં સુધરો મન સુધાર્યે માલ
નરનારી લટકે લોભાતાં ચડશે કુડાં આળ આળ—ચાલો.



# અંક ત્રીજો.

વારાંગનાઓ— ૨૪

પુલ ગુલાબ ગુથેલ ઝુલા મહીં, ઝુલે મારા રાજ઼ી,
પુરણ પ્યાર ધરી આ વાર ઝુલાવો નાર નમી નમી,
ખીલી રહેલી મંજરી કનક સ્થંભપર રહી.
ગાયે કોકીલા સુંદરી પંચમ સ્વર આલાપ કરી
છેલ છબીલી આ જુઇની વેલી આ,
જાઇ નવેલી આ છેલ છબીલી..........પુલ.
વસંતની આ બહાર સુખરૂપ હો
પ્યારા અમારા ને આંખોના તારા ને આ.....પુલ.

વિરકાંન્ત— ૨૫

કલિયુગ આવ્યોરે, દુનિયામાંથી ઘટી તો દયા,
મોટા મોટા મહાજનરે, લક્ષાપતિ લોભી થયા...કળિયુગ.
ધરતીમાંથી ધર્મ ગયોને, પાપનું વાધ્યું પુર.
પર્જન્ય તો પાંગલા થઇ વરસે, મેદીની થઇ ચક ચુર.
ધરતીએ રસ ચોર્યો રે વાવ્યા કણ વણસી ગયા...કળિયુગ.
પૃથ્વીમાં પાખંડ પુજાએને વિપ્ર કરે વેપાર,
સંન્યાસી ધન સાંચવા લાગ્યા, પતિવૃતા નહિ નાર,
સત્યના જડે શોધ્યું રે, અસત્યના ઓધ થયા...કળિયુગ.

લક્ષપતિ વાચાને ચુકે, એ દુઃખ કોને કહેવાય
કથા તો કુપાત્રની સુણુસે, પ્રશ્ન ગરોડાને પુછાય,
દાસ ધીરો કહે છે રે, જ્ઞાની તે તો અંધ થયા...કળિયુગ
(ધીરો)

મીનાક્ષી ચિરકાંત— ૨૬
મુગ્ધ કીધી મોહન મંત્ર મારી. સાનભાન બેઠી વ્હાલા વિસારી
મળી તારા જેવી દેવી નારી. બહુ શ્રેષ્ટ ભાગ્યરેખા એ મારી
પ્રિયતમ ધુર્ત મદન રસભીના
સુંદરીના શણુગાર નગીના નારી વરઘેલી—
(કેલી કરીશું નવેલી)
જંગે હરાવું રસીલા રતીના,
એથી શું ભાગ્ય ભલા હો એ પતીના
નાથ લેજો સેવાને સ્વીકારી..........મુગ્ધ

પરમાનંદ, વિલસુ— ૨૭
છે એ વિચાર મારો જો કરવો સુધારો, તો લોકોમાં નીતિ વધારીને
ધર્મનીતિથી ખાલી ઘરબારો છે. કાળરૂપ બ્રષ્ટ ભુંડો સુધારો છે,
તન મન ખપાવી બોલાવીશ હોળીની—
યૂરોપની લોક હિંદી ખોટી નકલ કરે,
વાંદરાનું નામ પામીને કમઅકલ ઠરે.
આવા ઢંગોથી શરમીન્દગી આવતી
જો એ રોગ રોળાય, મટિ જાય.
થાયે તળીયત ગુલાબી..........છે એ વિચાર.

સુનંદા વિલસુ— ૨૮

નવી બ્યુટી વધુ નખરાવાળી હું ખરી ખુબી આ મુખડાની લાલી
કરી નયને સંધાન, કરૂં ઘાયલ દિલજાન,
લાલ લોભાવું લટકે ચાલી, ગાઉં હોંસે હસીને કવાલી
(સ્વ) રીઝશે કોઈ રખડતો મવાલી, મારૂં જોબનીયું સુંદરબતાવીને
કરૂં દાસ ખાસ વરને હસાવીને, જાયે સદા તે વરી વારી વારી
લ્હાવ લઇયે જોબન લુટાવીને, સાર ભુત વાત ભરનીએ વાળીને

સુનંદા વિલસુ
શારદાનંદ પરમાનંદ } ૨૯

જયાંના ત્યાં આવ્યા પાછા એ ઘાણીના બેલો;
સુધરી કીધા ગોટાળા, ને વંઠેલા ખેલો;
ગંદા રિફૉર્મમાં એવા, રાતી કાંડી મેલો;
ચૌટે બુદ્ધિ વેચાવી
બીજી વેળા પરણાવી,
આબરૂ જાતી આ બંદાએ બચાવી
લલના આ લલચાવી,
અજ્ઞાન ટળી
આંખો ઉઘડી.
આભાર માની પરમેશ્વરનો આનંદ રંગરેલો....જયાંના ત્યાં.



# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી આર્ય નૈતિક નાટક સમાજ મુકામ જયાં હોય ત્યાંથી મળશે. માટે જેઓ સાહેબને જોઇતાં તેઓએ રોકડી કીંમતે મંગાવી લેવાં. વી. પી. થી મોકલવ આવશે નહી.

| ચોપડીનાં નામ | | કીમ રૂ. આ. |
|---|---|---|
| ૧ આર્યવિજય નાટકના ગાયનો | ... ... | ૦-૨- |
| ૨ અમર યોગીંદ્ર ... | ... .... ... | ૦-૨- |
| ૩ બાદશાહી હાસ ... | ... .... ... | ૦-૨- |
| ૪ પ્રતાપી પ્રેમિલા (ભાષણ સહિત) | ... ... | ૦-૮- |
| ૫ ચિતોડના કરણ | ,, ... ... | ૦-૮- |
| ૬ કામલતા | ,, ... ... | ૦-૮-૦ |
| ૭ સત્યવાદી હરિશ્ચંદ્ર | ,, .... ... | ૦-૮-૦ |
| ૮ વસુંધરા યાને બેધારી તલવાર નાટકના ગાયનો | (આવૃત્તી ૩ જી)... | ૦-૨-૦ |
| ૯ બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર | (આવૃત્તી ૩ જી)... ... | ૦-૨-૦ |
| ૧૦ સરોજની | ( ,, ૪ થી ... ... | ૦-૮-૦ |
| ૧૧ પરશુરામ | ( ,, ૭ મી)... ... | ૦-૨-૦ |
| ૧૨ ચંદ્રાવતી | ( ,, ૭ મી)... .... | ૦-૨-૦ |
| ૧૩ સરસ્વતી ચંદ્ર | ( ,, ૯ મી)... ... | ૦-૨-૦ |
| ૧૪ સતી તારલ | ( ,, ૫ મી)... ... | ૦-૨-૦ |
| ૧૫ પુત્રરત્ન પુંડલીક | ( ,, ૪ થી)... ... | ૦-૨-૦ |
| ૧૬ સતી પદ્માવતી (યાને જયદેવ) | (આ. ૨ જી) ... | ૦-૨-૦ |
| ૧૭ સૂર્ય કુમારી (આ. ૬ ઠી)... | ... ... | ૦-૨-૦ |
| ૧૮ સ્વદેશ સેવા | (આવૃત્તિ ૧ લી) ... ... | ૦-૩-૦ |

નકુભાઇ કાલુભાઇ શાહ.
માલીક-શ્રીઆર્ય નૈતિક નાટક સમાજ.